# નવાં સાલની મુબારકબાદીની કવીતાઓ



નવાં સાલ તેમજ શાલગરેહને દિવસે મોકલવા લાયક

કવિતાઓનો એક સંગ્રહ.



પ્રગટ કરનાર માટે ખાસ રચીને જોડનાર:

"ફીરોઝ"

કવી ફીરોઝ રૂસ્તમજી બાટલીવાલા,

તે "સરોદે અખતરના" વગેરેના કર્તા.



પ્રગટ કરનાર:

જેહાંગીર બી૦ કરાણીના છોકરાઓ

પારસી બજાર, કોટ, મુંબઇ.



ફોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં પીન્ટર ગણપતરાવ રામાજીરાવે છાપ્યું છે.

# નવાં સાલની મુબારકબાદીની કવીતાઓ

( ૧ )

પયગમ્બર સહૂમાં પ્રયગમ્બર બુલંદ,
ખુદાનો ખરો દોસ્ત જે બખ્તમંદ;
જરાથોસ્તનો આય રેહેરો ખુશાલ,
ખુશી થઈ જુવો કે નવું આય સાલ;
મુબારક ત્હમોને થશે મ્હેરબાન,
થજો તેમ બેશક અને બેગુમાન.

( ૨ )

ઉપર તો જુવો આય તસ્વીર ભલી,
ઉપર છે નજર ને ઉપર આંગળી;
ત્યહાંથીજ મારી અરજનો જવાબ,
મળ્યો આજ તે મોકલું છું શિતાબ;
ત્હમો કાજ તે છે ખુશીના કલામ,
જરા વાંચજો લેઇ મ્હારી સલામ;
"કુટુમ્બી સહીત રાખશે રબ ખુશાલ,
થશે તુંજ અજિજને સફલ આય સાલ".

( ૩ )

મનશની કહે હું મુરાદે ભરૂં,
ગવશની કહે સુખ બક્ષું ખરૂં;
કુનશની કહે હું નિયામત ધરૂં,
નવાં આય સાલે નિહાલજ કરૂં;
ભલી કોશેશો આ ત્રણેની ખરે,
નવું સાલ ત્હમને મુબારક કરે.

(૪)

પરાયું હતું પણ પરાયું નથી,
કિધું મેં મહારૂં જતનથી મથી;
વધે તે રતનના સુખો ને હુવા,
નવાં સાલની છે મહારી દુવા;
ઉમેદો જિગરની પુરાવે ખુદા,
હરખંથી સર્જે બેહુ હાથો જુદા.

(૫)

યહાં આવ સાકી! ભરી દે તમામ!
મ્હારી મિઠી મ્હોબતી મસ્ત જામ;
જરા મુજ અજિજને અરે પાઇ આવ!
વધાઇ ભરેલા સમાચાર લાવ!
વળી આ નવાં સાલનું દેઇ લખ્ત,
કહેજે—"સુખી રેહેજે નેક બખ્ત!"

(૬)

બરકત ભરેલું નવું આય સાલ,
ગુજારો રહી રોજગારે ખુશાલ;
નફાથી વધો માલ મિલકત સવાઇ,
વધે નેક રોજી ફિરોજી કમાઇ;
જિયાદા ઉમર ને સુખોનો સહાજ—
નવાં સાલમાં દે ગરીબનવાજ!

(૭)

નવાં સાલે, નવાં ફાલે, નવા માલે સુખી રહેજો!
નવા એવા, ઘણા જેવા, દિવસ નવરોજના જોજો!
નવી ઇજજત, નવી હુર્મત, નવો હશમત, નવી રોજી,
નવી મ્હારી દુવાથી પામજો દાદાર દિલસોજી.

(૮)

મહારાં સુખોમાં સુખો માનનાર,
મહારાં ભલામાં ભલું જાણનાર;
મહારી હિમ્મતવંત બાજુ મિસાલ—
ત્હમે છો, નવે સાલ રહેજો ખુશાલ.

( ૯ )

અહુરમજ્દ દાના તવાના બુલંદ,
વળી તેહના સાત અમશાસપંદ—
અને તેતરીસે ફરેશતા ખુશાલ,
મુબારક ત્હમોને કરે આય સાલ.

( ૧૦ )

મહારા અજિજ નામવર કદ્રદાન;
દયાવંત દાનાવ ને મ્હેરબાન;
ત્હમારી મહેરે બની બરકરાર,
હમેશાં દુવા દેઉં છું બેશુમાર;
અમારાં સરોપર ત્હમે ખુશખુશાલ,
રહીને ગુજારો નવું આય સાલ.

( ૧૧ )

કરૂં છું અરજ એ અહુરમજ્દ આજ,
મહારા બિરાદર અજિજને સકાજ,
સુણી આ મહારો કર્મોનો અવાજ,
નવાં આય સાલે સુખોથી નવાજ;
ધરી આય ખોળો કરૂં છું સવાલ,
ભરીને કરી દે અમોને ખુશાલ.

(૧૨)

જાગ અરે દિલ! થા જલ્દી હુશિયાર,
લાખ દુવાઓ લેઇને, પ્હોંચ પનોતે દ્વાર;
પડશે હવે સહવારમાં, નવલ સાલ નવરોજ,
મુજ પ્યારાનાં ઘર ઉપર, લેઇ ફોજની ફોજ;
બંધ હોય જો બારણાં, બસ ગગડાવી મેલ,
ગડબડ ઘોંઘાટો કરી, નાસોગોસો ખેલ:
ચોંકાવી જગાડજે, કરતો ના દરકાર,
દેજે ઉપરાસાપરી, મુજ આશીષનો માર;
ખડખડ હસજે હર્ષથી, સ્હામે ઉભો રહેઇ.
ગણી ગણીને મારજે, નામ મ્હારૂં લેઇ.

(૧૩)

આવ પનોતા પોરિયા, આપું રૂપિયા ચાર,
કામ કરે આબાદ તો, ત્હારો બેડો પાર;
લે માથે આ માટલું, આશિષ જળથી પુર,
બહુ હુશિયારી રાખજે, છુપાઇ રેહેજે દુર;
મિત્ર મહારો જેહનું, ગુપ્ત કહીશ હું નામ,
આજ નવાં વરસે જશે, આ રસ્તે નીજધામ.
જોતાં તહને આવતો, જોરે સ્હામો ધાઇ,
પાસે જઇને માટલું, પકડી ઝોકા ખાઇ—
માથાંથી તે પગ સુધી, કરજે બસ તરબોળ,
નામ મહારૂં બોલતો, થજે ઝડપથી પોલ.

(૧૪)

બામદાદ હયાં આવ તું, ત્હારી ચારટ લાવ,
લાવી મ્હારા આશિષો, તુંજ ઘોડા ડપટાવ!

હમણાં ને હમણાંજ આ, સુંદર સંદુક લાખ,
જઇ મુજ પ્રિયને બારણે, ઢગલે ઢગલે નાખ!
રસ્તો દાદર ઓરડા, સઘળાં રોકી મેલ,
ના કહે તોપણ નાખજે, કરજે રેલારેલ!
જબરીથી જકડી વળી, પ્હેરાવી આ હાર!
આપી ત્હારા આશિષો, નિકળી પડજે બ્હાર!
પૂછે તો વણ દહેશતે, દેજે મારૂં નામ,
સાલ મુબારક કાજ મેં, કીધું છે આ કામ.

(૧૫)

અજિજ ને રમુજી કદરદાન દોસ્ત,
લજિજ પાઇ પુડીંગ ને રોસ્ત ગોશત–
વળી સાથ ચંપીનની ચાર જામ,
નવાં સાલમાં જા! ભલે રોજ પામ!
હરખથી દુવા આજ માગું છ આય,
ત્હને સર્વ તે આજ આમીન થાય.

(૧૬)

પોપટ બેઠો પાંજરે, બોલ્યો મીઠા બોલ,
કે "આજે નવ સાલ છે, ચાલ તિજોરી ખોલ!
ખોલીને લખ ચેક તું, દેવા આશિષ લાખ,
બસ કિસ્મતની ઍકપર, દિવસ આજનો નાખ."
નામ લખાવ્યું કોણનું, તે સમજી લ્યો આપ,
વધાવતાં બતલાવજો, મુજ સતદિલનો છાપ.

(૧૭)

ગુલિસ્તાનના ઓ નહાના ગુલાબ.
દિનોદિન તહારો વધો નેક તાબ,
નવી તનદુરસ્તી વ ઉમ્મર દરાજ
નવાં સાલમાં દે ગરીબનવાજ.

(૧૮)

નવી ખીલતી ખુશનુમા આ કળી !
ત્હને દેઉં છું હું દુવાઓ ભલી,
નવાં આય સાલે સુખોમાં જિવે,
કસબનો નવો ડ્રેસ દરજી સિવે;
સિવે ને સિવે તે ઝલકતે દિવે,
દિવો દે દુવા કે "તું હરદમ જિવે."

(૧૯)

મ્હારા ન્હાના રફિક લે સલામ,
જિગરની જબાને કહું છું કલામ;
ઘણી તું મઝા જોય માબાપ સંગ,
નવું સાલ બક્ષે નવલ રાગ રંગ.

(૨૦)

નવાં સાલનો હું નવો છું કવી,
બનાવી કવીતા નવીને નવી;
લખીને બિરાદર ! ત્હારે બકી,
છકીને દુવાઓ રહ્યો છું બકી;
ઘણું સુખ નવું સાલ તુંજને દિયે,
મહોબત ભરી જામ મીઠી પિયે,

(૨૧)

ખુદાઇ ખજાનો ખરે જે અમોલ,
તહેના રખેવાલ ! ભંડાર ખોલ;
રૂકો આય વાંચી હરખથી અતોલ,
સવા લાખનું આજ સોનું જ તોલ;

અજીજ મુજ રફિકને નજર હું કરૂં,
નવાં સાલનું સુખ ર્‌હાઇ ખરૂં?

( ૨૨ )

મ્હારા રૂદયના હરખનાજ હાર!
પડે તું નજર તો ખુશીનો ન પાર!
હરખનાં દરસ દે નવું આય સાલ,
વધું તુંજ સુખે હું, વધુ રહું ખુશાલ.

( ૨૩ )

નવાં સૌ બુલબુલો આવો, નવાં સાથે ફુલો લાવો,
નવાં નવ સાલનાં આજે, નવાં કંઇ ગાયનો ગાવો;
દુવા દો મુજ અજિજને કે, સુખી રહેજે સુજશ જામી,
'નવાં વરશે, નવાં હરખે, નવી ખુશબખ્તિઓ પામી.'

( ૨૪ )

ચાલો ગુણિયલ ગાયણો છોડી"' દો સંવાદ,
આપિશ રૂપ્યા સાત ને, ઉપર આશીરવાદ,
પડશે હવે સ્હવારમાં, નવલ 'સાલ નવરોજ,
જાઇ જગાડો તેહને, જે છે મુજ દિલસોજ;
ત્હેનાં ઘરપર હર્ષથી, સઘળાં સાથે જાઇ,
'સ્વ્હેણાં વાયાં ભલે,' મધુર હલકથી ગાઇ—
નામ ત્હેનું ગીતમાં, લેજો કુટુમ્બ સાથ,
મ્હોફલો ખુબ ગજાવજો, સોહાસણ સંગાથ;
કેહજો મ્હારાં નામથી, ર્‌હાજો લીલાલ્હેર,
સારાં રૂડાં માંગતાં, પાછાં ફરજો ઘેર.

(૨૫)

'પવિત્રાઇ રાખે સુખી તન મને,
સુખી સાચ તે જે અષોઇ ધને–
રિઝાવે ખુદાને 'સવાબો કરી,'
અવસ્તાઇ છે એ દુવાઓ ખરી;
સફળ થાય તમને નવલ સાલમાં,
નિભાવે ખુદા, નેક ઇકબાલમાં.

(૨૬)

નવાં સાલની આ નજીવીજ ભેટ,
યહાં આવ દિલ! તું દુવાએ લપેટ!
જહેની ઉપર છે મહારી નજર,
પહોંચાડ ત્હેને બડી આ ફજર;
કહેજે "મહેર્બાન! રાખો કબુલ,
"મહારી તરફથી ફકત એક ફુલ!"

(૨૭)

સુખોમાં રહેજો હમે બરકરાર,
મળી સાથ ફરજંદ ને મ્હેરદાર;
ચમનમાં ગુજારો નવલ આય સાલ,
મહારી દુવાથી સહૂ ખુશ ખુશાલ.

(૨૮)

લવા એ ખુર્શેદ આજે! નેકબખ્તી બ્હારની,
બક્ષ આ નવ–સાલમાં. તું મ્હેર તે કિરતારની,
કર મ્હારા બેરાબાહુની, જિંદગી રસ કસ ભરી,
બસ સુખી કર તેહને, મ્હારી દુવા આમીન કરી.

(૨૯)

કરે પાક પરવર કરમ બેશુમાર,
ધરે પાક ન્યામત હુજારો હુંજાર,
ભરે પાક નૈયત ફિરોજી બહાર,
ખરે પાક રાહે રહી ઉસ્તવાર!
વધારો નવાં સાલમાં નેક નામ,
થજો મુજ દુવા-આય આમીન તમામ.

( ૩૦ )

નવલ સાલ નામે, નવલ નેક બાળ,
પધાર્યું ભલે! લે ભલા ઇકબાલ;
સુણી આજ મ્હારાં જિગરનો અવાજ,
મહારા અજિજને ખુશી થઇ નવાજ;
સુખોથી ભરી દે નવું આય સાલ,
મુબારક, મુબારક, મુબારક, ખુશાલ.

( ૩૧ )

સગન લ્યો ! નવાં આ વરસનાં સગન !
રહો આય સાલે છગનને મગન,
ત્હેમોપર મગન થાય ભ્હોળું ગગન.
ત્હમારે ઘરે આય વરશે લગન,
કહું છું અજિજ એમ રાખી હિમ્મત.
નથી માંગતો કૈં સગનની કિમ્મત,

( ૩૨ )

ત્હેમોપર કરે દાદગર તે મહેર
કરે આય સાલે લીલા લ્હેર;

નજર નેક. શે[illegible] કરે બરકરાર
ગણી બેશ [illegible]બો બેશુમાર.

(૩૩)

નવાં સાલની આ જુવો નાજનીન,
શિકલ માહતાબી જબાને શિરીન,
નવાં સાલની આજ લાવીછ નેક,
નવાજિસ તુવીથી ભરી થાળ એક;
ખમીને લિયો કે ગુજારો ખુશાલ,
નવો રોજ, નવ-માહ, નવું–આય સાલ.

